# “ અરવિન્દાશ્રમ. ”

[ કચ્છ–બીદડા. ]

[ પત્રિકા ના. ૨ ]

આવૃત્તિ બીજી.

પ્રકાશકઃ—
વેલજી ઠાકરશી.
જવીબ્હેન મગન.

ૐ

# “ અરવિન્દાશ્રમ. ”

[ કચ્છ—બીદડા. ]

[ પત્રિકા ના. ૨ ]

આવૃત્તિ બીજી.

પ્રકાશકઃ—
વેલજી ઠાકરશી.
જીવીબ્હેન મગન.

# પ્રસ્તાવના.

વાંચનાર, ત્હારી સાથેનો પરિચય વધતો જાય છે. તરતમાંજ બહાર પડેલી પત્રિકા ના. ૧ માંના વિચારો હજી ત્હારા મગજમાં તરતા હશે, એટલામાં તો આ બીજી પત્રિકા બહાર પાડવાનું પ્રાપ્ત થયું છે. "આશ્રમ" ના હેતુ અને કાર્યો સંબંધી પુષ્કળ સમજફેર થયેલી જણાઇ છે. કેટલીક વ્યક્તિઓએ, આશ્રમની યોજનાના "નિવેદન" માં જણાવેલ કાર્યો માત્રને જ "આશ્રમ" નું ધ્યેય માની લીધેલ છે; અને "અરવિન્દાશ્રમનો હેતુ" એ શિર્ષક તળે લખાયેલા લેખનો આશય—અથવા અર્થ સમજવાની તસ્દી જ નથી લીધી. કેટલીક વ્યક્તિઓને, એ લેખમાં નીતિવાદથી બહુ વિરુદ્ધ જણાયું છે, અને બધાને નિયમો કડક જણાય છે. આના જવાબ રૂપે પત્રિકા ના. ૧ માં "તરંગો" અને "નિમંત્રણ" નામના લેખ લખવામાં આવ્યા છે. અને કંઇક અંશે આજની પત્રિકામાં પણ તે શંકાઓના જવાબ

લખાયા છે. પરંતુ આ બધું પ્રવાહરૂપે વાંચી જનારને, અથવા પ્રથમથી નક્કી કરેલા લક્ષ્ય બિન્દુએ વાંચી જનારને અર્થહીન જણાશે. માત્ર કોરા હૃદયે, અને "વિચારક" બુદ્ધિએ વાંચનારને લેખકોનું હાર્દ સમજાશે, તમામ વ્યક્તિ-ઓને પોતાના વિચારો તદન સ્વતંત્રતાથી કંઇ પણ દરકાર રાખ્યા વગર લખી મોકલવાની વિનંતી છે. અસ્તુ.

બિદડા—કચ્છ.
તા. ૧૮ ૧૦/૨૨ શુક્ર

જીવીબહેન ભગત.
વેલજી ઠાકરશી.

ૐ

# સમાજની પરિસ્થિતિનું દિગ્દર્શન, "અરવિન્દાશ્રમ"ના હેતુ અને કાર્યો.

"અરવિન્દાશ્રમ"ની કાચી યોજનાનો ખરડો, અને તે ઉપરથી થયેલી આશંકાઓના નિવારણ માટે બહાર પાડેલી પત્રિકા નો. ૧ જાહેરમાં પ્રગટ થઇ ગઇ છે. લેખોના આશય, અને લેખકોના હાર્દને સમજવા જનસમાજ નિષ્ફળ નીવડયો છે. આજે સમાજમાંથી તત્ત્વ જાણવાની જીજ્ઞાસા, અને તત્ત્વ સમજવાની શક્તિ નાબુદ થઈ છે. નીતિના અપૂર્ણ સિદ્ધાન્તો વડે માત્ર બુદ્ધિવાદનાં ચુંથણા ચુંથવાની આજના લોકોને ટેવ જ પડી ગઈ છે. જ્યારે તેઓને અસ્તિત્વની બીજી બાજુ બતાવવામાં આવે છે, ત્યારે તેઓની બુદ્ધિ એ ભયંકર જણાતા પ્રદેશને જોવા માટે આનાકાની કરે છે, અને બકબકાટ કરી મુકે છે. તત્ત્વજ્ઞાન અને જીવન વચ્ચે શું સંબંધ છે, તે જોવાની તેઓને દરકાર નથી.

તેઓ પોતાની જડ ક્રીયામાં ગોંધાઇ રહી અહંપૂર્ણ જીવન ગાળવામાં મજા માને છે. આવા સમાજમાં કોઇ મહત્તા પૂર્ણ ક્રીયા થવી શક્ય જ નથી.

આ આશ્રમના સભાસદોને, સમાજની પરિસ્થિતિનો ખ્યાલ છે. વિશ્વપ્રકૃતિ, આ જાતના વિશ્વપ્રગતિમાં કંટક રૂપ બનેલા સમાજને ક્રાન્તિઓ, યુદ્ધો અને અનેક ભય ત્રાસ વચ્ચે ધકેલી સંપૂર્ણ અવ્યવસ્થા ઉપજાવે છે. કારણ કે જે સ્વરૂપે હાલનો સમાજ હયાત છે. તે સ્વરૂપે ત્હેને ટકાવવો એ પ્રકૃતિના અબાધીત નિયમોથી વિરૂદ્ધ છે. ક્રાન્તિઓ અને યુદ્ધો દ્વારા સમાજનો ઘણો ખરો કચરો ધોવાઈ જાય છે, અને બાકી રહેલા ભાગને નવું ચેતન મળે છે. પડેલાં દુ:ખો અને ત્રાશો, તેઓમાં કંઇક શક્તિનો સંચાર કરે છે, અને તેઓને "નવજીવન" માટે તૈયાર બનાવે છે.

આ સંસ્થાના સંચાલકો, ક્રાન્તિના સૂર્યનો ઉદય પ્રત્યક્ષ જોઇ રહ્યા છે. ક્રાન્તિરૂપી સૂર્યના મધ્યાહ્ન કાળની

ભયંકરતા, તથા રાત્રીકાળની ઘોરતા વિષે વિચાર કરવાથી કુંમેજ ફાયદો નથી. એ તો નિર્માણ થઇ ચુકયું છે. પરંતુ આ ક્રાન્તિને સફળ બનાવવા માટે. તત્ત્વજ્ઞાનના ઉચ્ચમાં ઉચ્ચ આદર્શો, ભવિષ્યના નૂતન યુગની પ્રકૃતિને અનુરુપ બને તેવા સ્વરૂપે સમાજ આગળ મુકવા જોઇએ. આ આદર્શોને સમાજ હમણાં ગ્રહણ નહિ જ કરે. હમણાં આ આદર્શો માત્ર ક્રાન્તિને તરતમાં તરત ખેંચી લાવશે. પરંતુ ક્રાન્તિમાંથી પસાર થયેલો સમાજ જ્યારે "નવજીવન" માટે જીંદગીનું લક્ષ્ય શોધવા મથતો હશે ત્યારે આ આદર્શોને ઝટ ગ્રહણ કરી લેશે. દરેક વ્યક્તિ પોતાના આદર્શરૂપ બને છે. તે સમયે આપણા આદર્શોમાં જેટલું બળ હશે, જેટલી વિશ્વપ્રકૃતિની ક્રીયાની સાથે એકતાનતા હશે, તેવી જાતનો નૂતન સમાજ રચાશે. દુનીયા ઉપરના "ગાંધી" અને "લેનીનો" ક્રાન્તિરૂપી અરુણ છે, વિશ્વ ઉપરના "અરવિન્દો" નૂતન યુગના સૃષ્ટાઓ છે.

તત્ત્વજ્ઞાન, એ બીજું કંઇ જ નહિ પણ પ્રભુની શક્તિ સાથે-વિશ્વપ્રકૃતિના નૃત્ય સાથે એક તાલ થવાની કળા શીખવે છે. વિશ્વ રચના જે સ્વરૂપે તે સ્વરૂપે સમજાવે છે. અને તે સ્વરૂપ સાથે એકતાન થઇ, પ્રભુમય જીવન ગાળવાનું જ્ઞાન આપે છે.

આ સંસ્થાના સંચાલકોને, કચ્છ જેવા છેક અજ્ઞાનતાની ટોચે ચડેલા પ્રદેશમાં રહી કાર્ય કરવાનું છે. તેઓએ કરવા ધારેલા કાર્યનો ઉલ્લેખ, આશ્રમની કાચી યોજના "નિવેદન" નામના લેખમાં જણાવેલ છે જે જે ખાતાં શરૂઆતના કાર્ય માટે બતાવવામાં આવ્યા છે, તે તે ખાતાં આ લેખમાંના એક લેખક વે. ઠા બે વર્ષથી ચલાવે છે. તે ખાતાઓમાં શું કાર્ય થયું છે ત્હેના અહેવાલો પ્રસિદ્ધ થઇ ગયા છે. ભવિષ્યની કાર્યવાહીમાં કેળવણીનો પ્રશ્ન પ્હેલો હાથ ધરી અનુકૂળતા પ્રમાણે ખીલવવામાં આવશે.

/

પરંતુ આ બધી સંસ્થાઓને ખીલવવી એ કંઈ આશ્રમનો હેતુ નથી. આ બધા કાર્યોનો નગ્ન આશય તો, આશ્રમમાં કાર્ય કરનાર વ્યક્તિઓની શક્તિના એક ભાગને કર્તવ્ય ક્ષેત્રમાં રોપવી, અને તત્ત્વજ્ઞાનને છેકજ નહિ સમજનાર સમાજને આવા વિષયો દ્વારા પણ ખેંચાણ કરી તેઓને ઉચ્ચ ભૂમિકાનો ખ્યાલ આપવો એ જ છે.

આ સંસ્થાનો ખરો હેતુ તો ક્રાન્તિ યુગમાંથી પસાર થઈ જનારા–નૂતન સમાજને, જીંદગીનું "લક્ષ્ય" મળે એવા ઉચ્ચમાં ઉચ્ચ આદર્શો આપી દૈવી જીવનનો–પ્રભુમય જીવનનો ખ્યાલ આપવાનો છે.

પ્રકૃતિના પરિવર્તન વગર પરિસ્થિતિના પરિવર્તનની આશા તો નીતિવાદીઓ જ રાખી શકે. તત્ત્વના પ્રદેશમાં એવી ઘેલછાઓ ટકે નહિ.

સંભવીત છે કે સ્થૂળ સ્વરુપે આ સંસ્થાનું કાર્ય

વર્ષો સુધી જનસમાજની આગળ અર્થહીન બન્યું ય. સંસ્થાના સભાસદોએ ત્હેનો પૂર્ણ વિચાર કર્યો છે, અને પછીજ સંસ્થા ચલાવવા નિર્ણય ઉપર આવ્યા છે.

કચ્છી પ્રજામાં રાજકીય આન્દોલનો દ્વારા જાગ્રતી લાવવા પ્રયત્ન કરવો એ તરતમાં મૂર્ખાઈ ભરેલો પ્રયોગ છે. પ્રજાના એકે વિભાગમાં શકિતનો અંશ માત્ર રહેવા પામ્યો નથી. આવા વખતે કેળવણી દ્વારા, અને અન્ય પ્રકારે જ્હેમાં રાજદ્વારી બાબતનો ખુલ્લો ઉપદેશ ન હોય તેવા પ્રકારે, તેઓનામાં શક્તિનો સંચાર કરવો એ જ ઇચ્છવા યોગ્ય છે. રાજદ્વારી બાબતથી બાળકથી પણ વધારે ભડકતા આ ચેતનહીન સમાજમાં તેઓ ન સમજી શકે તથા ગર્ભિત રીતે શક્તિના અંશો મુકવા એ જ યોગ્ય છે. રાજદ્વારી બાબતો માત્રથી નહિ પણ જીવનની બધી શક્તિ દ્દઢ કીયાથી તેઓ ભડકે છે, જેથી સર્વથા નવીન રૂપે શક્તિનું અવતરણ

કરવું એજ વર્તમાન પરિસ્થિતિને અનુકુળ છે.

અમ્હારા એ કાર્યમાં ભાગ લેવા તમામ વિચારશીલ કચ્છી વ્યક્તિઓને આમંત્રણ છે.

નૃત્યની ભૂમિકા, અને પ્રેક્ષકો અને બન્નેની ગેરહાજરીથી અરવિન્દો નૃત્ય કરતા નથી. પરંતુ માત્ર નૂતન યુગ માટેની સામગ્રીજ તૈયાર કરે છે.

જગત્ ઉપર ચાલી રહેલા સામાજીક અને રાજકીય આન્દોલનો, વિશ્વવ્યાપી–અને સર્વ દેશીય ક્રાન્તિ રૂપી સૂર્યના મધ્યાહ્ન્ કાળની ભયંકરતાને અટકાવી શકશે નહિ.

પ્રિયે. આ ક્રાન્તિ કાળદ્વારા વિશ્વચૈતન્ય ત્હને ભવિષ્યમાં આવનાર મહાન્ સત્યયુગ–અરવિન્દ યુગના ભણકારા સંભળાવી રહેલ છે. અરવિન્દના તે ભવ્ય આદર્શો નૂતન યુગ માટે છે. ક્રાન્ત કાળમાંથી પસાર થયેલો તે સમાજ "નવજીવન" માટે પોકાર કરતો હશે, અને તે ભવિષ્યના યુગની

પ્રકૃતિને અવલોકી હમણાં આપેલા દીવ્ય આદર્શો જીવનમાં ઉતારી સંઘના સ્વરુપમાં પરિવર્તન પામશે. એ દીવ્ય સંઘનો નાચ પ્રભુની શક્તિ સાથે એક તાલ થઈ, એ દીવ્ય સંઘનું જીવન આનંદ પ્રભુના જીવન અને આનંદ સાથે એક તાન થશે, અને આ મર્ત્ય જગત્ અમર અને મોક્ષમય બનશે.

"અરવિન્દાશ્રમ" ત્હને "એ" સંઘમાં સભાસદ થવા બોલાવે છે. ચાલ સખા વિરાટ ચૈતન્યના એ પોકારને સાંભળી, ભવિષ્યના એ દીવ્ય યુગ માટે અનુરુપ બની જીવનમાં પ્રભુને પ્રગટાવીયે.

જીવીબ્હેન મગન.
વેલજી ઠાકરશી.

# તરંગો.

"તત્ત્વજ્ઞાન" એ જીંદગીને નવો અર્થ આપે છે. "ધર્મને નૂતન સ્વરૂપે રચે છે."

"દરેક તત્ત્વજ્ઞાની સત્યને નવું સ્વરૂપ આપે છે. દરેક તિર્થંકર નવું શાસન રચે છે."

"ઝરો સુકાઇ જતાં વ્હેણુ બંધ પડે છે. તત્ત્વજ્ઞાન અદૃશ્ય થતાં જીંદગીમાંથી "જીવન" જતું રહે છે. ઝરામાં પાણી આવ્યા વગર વ્હેણુ થતું નથી. તત્ત્વના આદર્શો વગર જીંદગીમાં "જીવન" આવતું નથી."

નીતિ, ધર્મ વગેરે આદર્શોમાંથી આવેશિક અને અને અપૂર્ણ શક્તિ આવે છે, તત્ત્વજ્ઞાન સ્વભાવિક અને અપ્રતિહત શક્તિ અર્પે છે."

" નૈયાયિક," સ્વરૂપાન્તરથી ભડક નહિ. " ધાર્મિક, " ત્હારી આસ્તિકતાને પ્રદર્શનમાં ના લાવ."

" નીતિવાદી,' તું નીતિના સિદ્ધાન્તો વડે જીવનનું રહસ્ય સમજવાના વ્યર્થ પ્રયત્ન બંધ કર. ત્હારી કેટલીક ક્રીયાથી, સમાજમાં જે અસર થાય છે, અને સમાજને પ્રગતિ કરવાનું મળે છે; તે તો તું ન જાણી શકે તેમ ત્હારામાં તત્ત્વજ્ઞાન વડે ઉત્પન્ન થયેલી શક્તિનો નાચ છે. પરંતુ ત્હને એ શક્તિનો પૂર્ણ ખ્યાલ ન હોવાથી ત્હારા નૃત્યમાં વખતો વખત તાલ ભંગ થાય છે. ત્હારી બુદ્ધિ આનો અર્થ સમજી શકતી નથી. ત્હને મળેલા આદર્શો પ્રમાણે, દરેક તાલ ભંગ વખતે તું નીતિના નિયમો વધારેને વધારે કઠોર બનાવતો જાય છે. પણ અફસોસ ત્હારા નૃત્યમાં થતો તાલ ભંગ પ્રથમ જેટલોજ નિયમિત ચાલુ રહે છે, અને ત્હને વિષાદ ઉત્પન્ન થાય છે. " મિત્ર," બુદ્ધિને ભયંકર જણાતા તત્ત્વના પ્રદેશની આ સમયે તું મુલાકાત લે. નીતિ, સિદ્ધાન્ત ભાવના

વગેરે, સર્વ જ્યાંથી અવતરે છે તે પ્રદેશને જો. આ પ્રદેશના ઉચ્ચ પર્વત ઉપરથી તું તળેટીમાં રહેલા, જગત્ અને જીવનને જોઇ શકીશ. જે સ્વરૂપે હશે તે સ્વરૂપે જોઇ શકીશ. ત્હારી બુદ્ધિ વડે થનો કલ્પના! સૃષ્ટિનો મોહ, આ પ્રત્યક્ષ સૃષ્ટિના દર્શનથી ઉતરી જશે. એ અનન્ત જીવનનું રહસ્ય જીંદગીનો અર્થ ત્હને સમજાશે. પણ એ પ્રદેશના રસ્તા ઉપર, ત્હને ભ્રષ્ટ કરવા ઉભેલી ઉચ્ચ અને નીચ લાગણીઓ રૂપી "વેશ્યાઓથી ચેતતો રહેજે. તેઓથી ગભરાઇશ નહિ, તેમ મોહ પામીશ નહિ. તે જેવી છે તેવે સ્વરૂપે સમજી આગળ ધસ્યો જજે. "અડગ શ્રદ્ધામાંથી શક્તિ ઝરે છે." એ સૂત્રને ત્હારા પ્રવાસમાં ના ભૂલી જતો. બુદ્ધિ અને હૃદયની બધી ભૂમિકાઓ વટાવી, તું એ અમૃત ભૂમિમાં ચાલ્યો જા.

પ્રિય આત્મન્ તે દીવ્ય ભૂમિકામાં જઇ ત્હેં જાણેલા

તાલ ભંગ વગરનાં નૃત્યને જોવા, આ વિશ્વને બોલાવજે.
નૃત્યની એ અનેરી લીલાને બંધ કરવાની ચેષ્ટા ના કરજે.
એ અનન્ત લીલાના આનંદને જતો ના કરીશ.

જીવીબ્હેન મગન.
વેલજી ઠાકરશી.